જવાનું નહિ ! રોજ એકાશન ! પાચ વિગયોનો ત્યાગ ! પૂર્ણ બ્રહ્મચર્ય ! કોને આ ? ગજશાહી સુખસમૃદ્ધિવાળાને દયા ખાતર દેવીનું ત્રિશૂળ ખાધુ ! બળી મરવા તૈયાર થયા ! વાગ્સાહકની કરોડોની આવકજતી કરી ! મ કોકડાને બચાવવા પોતાની ચામડી ઉખેડી નાખી ! સામાન્ય સ્થિતિવાળા માટે આવા દૃષ્ટાંત એક અદ્ભુત આલંબન છે જીવને એમ થવુ જોઈએ, કે એમની પાસે આટલી ઉંચી વૈભવવિલાસની પુણ્યાઇ છતા જો એ કષ્ટ વેઠીનેય ધર્મ સાધે, આત્મગુણોને ખીલવે, ખાનદાનીના રક્ષણ કરે, તો પછી અમારે તો મક્કમપણે આગ ધર્મસાધક બનવુ જ જોઈએ એટલા રાજદ્વારી પ્રપંચોની વચ્ચમાય જો એ પોતાના હૃદયને પવિત્ર રાખી શકતા, અને તે દૃઢ તકેદારી પૂર્વક, તો અમારે એવી ખટપટેય નથી, પછી અમારૂ હૈયુ પવિત્ર રાખવામા કેમ જ બેદરકાર રહેવાય ? ધર્મની સાધના, અને હૃદયની નિર્મલતાનો એક એવો મરસ વેપાર છે કે એ દુન્યવી મોટી મુડી ધરનાર રાજાય કરી શકે, અને મુડી વિનાનો ગરીબ પણ કરી શકે એથી, અહીંના અસમાન પણ ભવિષ્ય માટે સમાન થઈ જાય અરે ! કદાચ રંક જીવ રાજા કરતાય વધી જાય ! ત્યારે અહિં પણ એવી પવિત્ર ધર્મસાધના અને હૃદયની નિર્મળતા કેળવવામા જીવને શી ખડુ ખોટ પણ આવી જાય છે, કે જેથી પ્રમાદ કરવો ?

દાસીના યોગે કમોટી બિનમાનરાજાનો એ રીત મરો — ચંદ્રાવતંસક રાજા જ્યા કાઉસ્સગ્ગ ધ્યાને ગયા છે, અને દીવો બુઝાઇ જવાની તૈયારીમા છે, ત્યા દાસી આવી વિચારે છે કે, આ દીવો બુઝાઈ જશે તો રાજાને અધારામા ખલેલ પડશે, માટે લાવ દીવામા તેલ પુરૂ !' એમ કરી દીવામા તેલ પુરે છે હવે વિચારો કે રાજાનુ શુ થાય ? ધારણા તો એ હોય કે આ દીવો ક્યા લાંબો

ચાલવાનો છે, ઘડીએક ચાલશે, તો તેમાં કાંઈ વાંધો નહિ આવે. અને અહીં તો એમાં તેલ પુરાઈ કાઉસ્સગ્ગ લંબાવાથી, કેડ ફાટી પડે અને નસો તૂટી પડે એવી ખાસ્સી ઘડી બેઘડી વધતી હોય, તો ત્યાં સમતાનું શું થાય? કેટકેટલા કુવિકલ્પો ઉઠે? એ સમય કેવો રોઈ રોઈને કઢાય? દાસી પર ગુસ્સાનો પાર ન રહે! એમ થાય કે 'બસ ઉઠું ત્યારે એને ઝાટકી કાઢું. દોઢડાહી! જ્યાં ત્યાં ડહાપણ ડહોળવા આવે છે?' હવે ખૂબી જુઓ કે આવું મનમાં લાવતાં શું એમ ભાન રહે ખરું, કે તું કોઈ વાર અંધારામાં ટીચાયો તો એજ દાસીને એમ ઝાટકવાનો, કે 'ગમાર! વગર કહે દીવો કરી રાખવાનું એટલુંય ડહાપણ તારામાં નથી?' વાહ! ભાઇ, વાહ! બીજાના માટે શું તમારા કાયદા! શું તમારા ધોરણ! દાસી ડાહપણ ડહોળનારીય ખરી અને ગમારેય ખરી! પણ આ બધું અભાગીયા જીવનું નાટક.

કર્મના ભાર પ્રભુના ધ્યાનથી ટળે છે:—ચંદ્રાવતસક રાજાને તો કોઈ એવો વિકલ્પ નથી. એ તો ધ્યાનમાં વધુ મસ્ત બને છે. કેમ વારૂ? એ સમજે કે 'અનંતકાળથી આ કર્મને પરવશ પડેલા જીવને માથે લદાતી એકલી સાંસારિક જળોજથાનો, અર્થ-કામના વેપલાની, કે રાજ્ય ખટપટની ભયંકર જંજાળના ભારમાંથી પાછું વાળી આપનાર આ જગતમાં બીજુ છે કોણ? માત્ર પ્રભુનુ ધ્યાન અને પ્રભુભક્તિ, સત્સમાગમ અને સાધુસેવા, શીલ અને તપ, વિરતિ અને તત્વજ્ઞાન. આ જ બધા આત્માને પેલી જંજાળના ભારમાંથી બચાવનાર છે. મને આ દેશાવકાશિકવ્રતમાં આ મળ્યું છે. કેવો આ ઉત્તમ યોગ! આનાથી મારો આત્મા ઘણો કર્મલઘુ થશે. તનને તકલીફ તો પડશે, પણ આત્માનું મહાન કલ્યાણ સધાશે. માટે હાલ દીવો ન બુઝાય ત્યાંસુધી મારે બધું વોસિરે; માત્ર પરમાત્માનું ધ્યાન કરવાનું.' સુકોમળ રાજકાયા, એટલે કેડો ફાટવા માંડી, નસો તૂટવા લાગી, માથું ચક્કર ચક્કર ઘુમવા માંડયું, પગ કળતરવા માંડ્યા! છતાં

ગમે તે થાઓ પણ હાલવાની વાત નહિ ! ધ્યાનમાથી જરાય આઘા ખસવાની વાત નહિ ! દાસી પર લેશ પણ આકળા–ઉતાવળા થવાની વાત નહિ થોડા કાળમા ભવના ભ્રમણ કેમ મીટે છે ? આમ જ દ્દઢતા અને સમતા થોડીક વાર સાચવો તો મહાકલ્યાણ થાય એમ છે !

ધ્યાનની રીત —સાતમા માળની અટારીની પાળ પર જેમ ચલાય તેવુ પરમાત્માના ધ્યાનમા થોડીવાર પણ સાવધાન રહેવાય તો બેડા પાર છે એ માટે જ્યારે પરમાત્માનુ ધ્યાન લગે, ત્યારે તો સંસારની કોઈ જ વાત, અને શરીરની કોઇ જ વસ્તુ મનમાય લાવવાની નહિ વિષયોની, લક્ષ્મીની, કે માનપાનની કોઇ પણ પૌદ્દગલિક ભાજગડ યાદ કરવાની નહિ ત્યારે તમે પૂછો કે ભગવાનના અદ્દભુત રૂપના અને મધુર વાણીના સ્મરણ તો કરીએ છીએ એય પૌદ્દગલિક છે, તેનુ કેમ ? ઉત્તર સીધો છે તીર્થંકરદેવના રૂપના અને વાણીના ગુણ યાદ કરાય છે તે વિકાર દ્દષ્ટિથી નહિ, કિંતુ (૧) પરમાત્મપણાના પ્રભાવની દ્દષ્ટિથી, (૨) પૂર્વની 'સવિ જીવ કરૂ શાસનરસી'ની ભાવનાના મહિમાની દ્દષ્ટિથી, (૩) જગતનુ પણ સૌથી સારૂ ધર્મને જ મળે છે, એવા પૂર્ણ વિશ્વાસથી કહો કે સર્વ પૌદ્દગલિક મોહ દૂર કરવા માટે પ્રભુના રૂપના, અને મધુર વાણીના, તથા એમના મ દિરની રમણીયતા ઈત્યાદિના ગુણ ગવાય છે, કે સ્મરણ કરાય છે ધ્યાનમા સંસારીના રૂપરંગ, સસારીના મીઠા બોલ, ઈન્દ્રિયોને મળેલા અનુકૂળ વિષયો, વગેરેનો કોઈ વિચાર ન ફરકે, તો જ પરમાત્મા વિષે ધ્યાન બરાબર લાગે

ધ્યાનની ચાવી –જગતની અસર ન લો. અસર ન લે તે ચેતન અસર લે તે જડ —વળી પ્રશ્ન ઉઠે છે કે જીવની આજસુધીની આદત તો જડમા રમવાની છે, તો પછી એ પ્રમાણે પરમાત્માને ધ્યાનમા કેવી રીતે લાવવા ? તો એના માટે વિચારવાનુ એ છે કે 'માગ એ નાથને પોતાને પણ સામે જગત કયા ઓછુ દેખાતુ

હતું ? પરંતુ એમને એની કોઇ અસર લેવાની નહોતી. 'જગતના પદાર્થો કે પ્રસંગો ન એમને રાજી કરી શકે કે ન નારાજ, ન રડાવી શકે કે ન હસાવી શકે. જડ એવા સિંહાસનને હસવાનું હોય તો, તીર્થંકર દેવને હસવાનું હોય !' ત્યારે જો પૂછો કે તો શું એ જડ જેવા હતા ? આવું, પૂછતાં પહેલાં એ કહો કે તમે 'જડ' એટલે શું સમજો છો ? શુ લાગણીવશ થઇ વિકારી બની જાય એ જડ નહિ, અને વીતરાગ ભાવમાં અવિચલ અવિકારી રહે તે જડ, એમ ? ના, આ ઉંધી સમજ છે. અવિકારિતા એ તો સ્વાધીનતા છે. જરાય રાગદ્વેષ ન કરવા, એમાં પ્રભુ સ્વાધીન હતા. તેથી જ સામેના જડને, રાગદ્વેષથી વિનિર્મુક્ત એવી નિર્મળ વૈરાગ્ય દૃષ્ટિથી જોતાં એમને આવડતુ હતું. એ એનાથી લાગણીઓમાં તણાઇ જતા નહોતા. માટે જ એ જ સાચા ચેતન ગણાય. જડમાં જે લાગણીવશ થઈ તણાય જાઈ, તેણે ચૈતન્ય શું જાળવ્યું ? ચૈતન્ય તો શુદ્ધ જ્ઞાનસ્વરૂપ છે. જો એમાં રાગદ્વેષની, મોહ મમતાની કે અહંકાર–તૃષ્ણાની લાગણીઓ ભળે, તો એ તો કલંકરૂપ છે, ચૈતન્યને કદ્રુપું કરનાર છે. માટે એવી લાગણીઓમાં તણાવામાં તો આપણે શુદ્ધ ચૈતન્ય ગુમાવી ઉલટા જડ બન્યા ગણાઇએ. એટલે કે કહો કે વસ્તુ જોઇને રાગદ્વેષ કરવામાં જડતા છે, વીતરાગ રહેવામાં ચૈતન્ય છે. સંસારમાં રહ્યા એટલે જડ–સંયોગ તો રહેવાનો. જડ–પદાર્થોનો રસાલો એ કાદવવાળું તળાવ છે. પરમાત્મા એમાં કમળ જેવો વર્તાવ રાખે છે, ત્યારે અધમાત્મા કીડા જેવો વર્તાવ રાખે છે.

ઉંચા લાભની મોસમ કોકવાર મળે છે. માટે ત્યાં કમાવાની ધુન - એવા પરમપવિત્ર પરમાત્માના ધ્યાનમાં કેમ સ્થિર બની રહેવાય, પરમાત્માના ધ્યાનમાં સ્ખલના કેમ ન આવવા દેવાય, તેના માટે રાજાને પાકી તકેદારી છે. પછી કેડને ફાટવું હોય તો ભલે ફાટે, પગને તૂટવું હોય તો ભલે તૂટે, નસોના કટકા થવાના હોય તો ભલે

થાય, પણ 'અપ્પાણ વોસિરામિ'નો અખંડ જીવતું અને સુવિશુદ્ધ રહેવાનું,-એજ જિનભક્તનો એક નિર્ધાર રહે એમાં શી નવાઈ? એ નિર્ધાર ઉપર નવનવી ઉંચી ધ્યાનમાત્રામાં એ ચઢે, એ સહેજ છે વેપારી મોટા વેપાર અને નફા મોસમમાં કરી લે છે દાસી આજે ધર્મના વેપારી આ રાજાના ઉંચા ઉંચા ભાવ રૂપી વેપારમાં અજાણ-પણે નિમિત્ત બની રહી છે જેમ જેમ એ દીવો વધારે ચલાવે છે, તેમ તેમ રાજા અદ્ભુત સહિષ્ણુતા અને ધ્યાનને કેળવ્યે જાય છે! જો કે દાસી ભ્રમણામાં છે, પણ નિમિત્ત સારામાં થાય છે એમાં વિશેષતા એની કે દીવાની નથી, પરંતુ રાજાની પ્રતિજ્ઞાની, ઉગ્ર ભાવનાની અને મહાન યોગ્યતાની છે

**બીજાના મોહમાં નિમિત્ત ન બનો ઇન્દ્રાણીનો વિવેક** — માણસે આ ધ્યાન રાખવું ઘટે કે આપણે નરસામાં નિમિત્ત ન બનીએ અલબત પ્રવૃત્તિ વિવેકની જોઈએ ઇન્દ્રાણી રૂપનો અંબાર, છતાં વિવેકનો ખજાનો સમોવસરણમાં જાય પણ બૂબ મર્યાદાથી! તે સમજે છે કે જગત ભલે ઘેલું થાય, પણ આપણાથી ઘેલું ન થવાય! જગતના જીવો આડ આડ અહીં માગ પરમાત્માની વાણી સાંભળવાનું પામ્યા હોય, વળી અહીં મારા પરમાત્મા જીવોના હૃદયમાં અનંતકાળે દુર્લભ એવો વૈરાગ્ય તત્ત્વજ્ઞાન સહિત પમાડતા હોય, ત્યાં અમે જો એ જીવોને અભાગે એક ચેનચાળો રૂપનો કે ચેષ્ટાનો બતાવીએ, તો જીવોની કૂર કતલ થઈ જાય! પ્રભુએ આપેલો વૈરાગ્ય બાજુએ રહી જાય, અને લટકાળી લલનાનો ચાળો ચિત્તમાં ચોટી જાય! ઇન્દ્રાણીમાં પણ પૂરો વિવેક હોય છે

આજના ઝેર "પાર્યને ગમતી વાત" —વાત પણ સાચી છે કે વિવેકીને જીવોની આ મહાન ભાવદયા હૈયે વસી જ હોય એને એમ થાય કે જીવોને બિચારાઓને કયાં અમે પાપના પોટલાં બંધાવીએ? આજના કાળે પણ આવા સ્ત્રીરત્નો પાકે છે એક

ભાઇ, પુત્ર નહિ હોવાથી એક પત્ની ઉપર બીજી સુખી ઘરની કન્યા પરણ્યા. ભાઈ ટેસવાળા, શોખીન અને વિલાસી. બાઇ બહુ સુશીલ. તે એવી, કે પતિ કહે કે ' આ તમે બહાર જાઓ ત્યારે આ સારા કપડા વેશ દાગીના પહેરતા જાઓ, ' ત્યારે બાઈ કહેતી કે ' ત્યાં અમારે કોને બતાવવું છે ? ઉલટાં બિચારા કેટલાય જીવો અમને જોઇને પાપ બાંધે ' આજની શૃંગારની પદ્ધતિ જગત પર ઝેરમય પાપની પ્રભાવના કરી રહી છે, કંઇ નિર્દોષોની સીધી ચાલતી પવિત્ર જીવનસરણી પર કારમાં ખંજર પ્રહાર કરી રહી છે ! ! તેની સામે આર્યદેશના ચિંતકોને, વડેરાઓને કેમ કંઇ પડી નથી ? સદાચારના પ્રાણવાળા આર્યદેશમાં કેમ આવી મર્યાદારહિત ફેશન, ઉદ્‌ભટવેશ, ઉદ્‌ભટ બોલીચાલી ચાલે છે ? કહો કે એ આર્ય જગતને ગમે છે, માટે પીરસાય છે. આર્ય જગત પરનું કોઇ માણસ પરરૂપ જોવા તૈયાર ન હોય તો, કોઇ મોહક શબ્દો સાંભળવા તૈયાર ન હોય તો, ચેનચાળા કરનાર શું કરે ? એને બધું ભૂલવું પડે, મૂકવું પડે.

ઇન્દ્રાણીઓ સમોવસરણમાં આવે પણ એમનુંય એક ધ્યાન; ' શું અદ્‌ભુત મારા પરમાત્મા છે ? શું તેઓનું આત્મપરાક્રમ છે ! કેવી અજબ જ્ઞાનદશા છે ! શું એઓની વીતરાગતા ! અહો ! પ્રભુ મારા ! તમને ક્રોડ ક્રોડ વાર નમસ્કાર ! ' ઝુકી ઝુકીને એ વંદના કરે, ટગી ટગીને પ્રભુનાં દર્શન કરે. બસ, એક ધારાએ પ્રભુવાણીનું અત્યંત બહુમાન અને રસ સાથે શ્રવણ ચાલે ! કોઈ રૂપનાં પ્રદર્શન કરવાની વાત નહિ; કોઈ કટાક્ષ કરવાના નહિ. એકલી પ્રભુને જોવા સાંભળવાની જ વાત. એમાં સ્વયં હૃદય પવિત્ર રાખે અને બીજાના હૈયાંય પવિત્ર રહે. આજની ઉદ્‌ભટ રીતરસમમાં પોતાનાય હૃદય મલિન કરવાના, અને બીજાનાંય મલિન કરવાના.

ચંદ્રાવતંસકની ચંદ્ર જેવી શીતલ સમતા:— ધ્યાનમાં રાજા વધુને વધુ મક્કમ બને છે. હવે દાસીને તો લત લાગી, ' રાજા

સાહેબને ખલેલ ન પડના દઉ ' એટલે આવી આવીને તેલ પુરી જાય છે ત્યારે અહીં તો રાજા હવે મરવાની તૈયારીમા છે પણ જાણે 'વિઘ્ન વેઠીને, કષ્ટ સહીને, તકલીફ ઉઠાવીને જ્યાસુધી ધર્મ ન સાધુ, ત્યાસુધી માનમા ધર્મ ખીલે ક્યાથી? આત્મામા બરાબર પજળે કે પચે ક્યાથી?' એમ ફરી ચદ્રાવત મકે ચદ્ર જેવી શીતળ સમતા જાળવી! દાતે ચાવ્યા વિના જે કોળિયો ઉતાર્યો તે પચે? શુ શેરડી ચાવ્યા વિના એમજ ગળે ઉતારી દીધાથી રસ આવે? ના, એ તો ચાવીને ઉતારીએ તો પચે, તો રસ આવે તેમ સ્વય ભોગ આપીને, તકલીફ સહીને ધર્મ અને પરમાત્માનુ ધ્યાન થાય તો રમ આવે, તો અતરાત્મામા પચે ભોગ આપવા માટે અગવડને વહાલી કરવી પડે, પ્રતિકુળતાને અનુકુળતા માનવી પડે પછી જુઓ કે પચેલા ધર્મનો મહાપ્રભાવ કેવો છે!

મમતાથી સાત્ત્વિકતા ખીલે છે-રાજાએ બરાબર સમતા જાળવી શરીરે તો હવે અપરપાર પીડા હતી, પણ ધ્યાન સચોટ જાળવ્યે રાખ્યુ! દાસી પર કોઇ રોષ નહિ! પોતાની પ્રતિજ્ઞા માટે એવો કોઈ પશ્ચાત્તાપ નહિ, કે ક્યા મે ઉતાવળે પ્રતિજ્ઞા કરી નાખી! પ્રતિજ્ઞાના પાલન આગળ વાત્ત્ય શુ કે પ્રાણ શુ, કોઇના પર લોલુપતા નહિ! જીવનમા સાત્ત્વિકતા એમ જ ખીલે છે અને એ મહાન સુદર પરિણામ લાવે છે, તેમ જ ભવાતર માટે પણ ધર્મીપણાનુ સુદર સરક્ષણ કરે છે એના બદલે બીજા ઉપર (૧) રોષમા ધમધમવાથી, (૨) કર્તવ્ય કે પ્રતિજ્ઞાની પાછળ ખોટા પશ્ચાત્તાપ કરવાથી, અથવા (૩) જડની લોલુપતામા રચ્યા પચ્યા રહેવાથી-ઇત્યાદિના લીધે જીવો હાથે કરીને પોતે જ પોતાના સત્ત્વને હણે છે, પરિણામ ભુડુ લાવે છે, ધાર્મિકતાનો અને યાવત્ માનવતાનો વિનાશ કરે છે રાજાનુ સમાધિમા મૃત્યુ થયુ, કાળ કરીને એમનુ ગમન થયુ સ્વર્ગમા! શી ભાઈ! ખોટ આવી? આ મળ-મૂત્રની કાયા મૂકી, દિવ્ય શરીર

મળ્યું તુચ્છ ભૂ-રાજ્ય મટીને મહા વિશાળ સ્વર્ગીય વૈભવના રાજ્ય મળ્યાં ! એ તો પૌદ્‌ગલિક લાભ ! પણ પૂછો કે આત્મિક લાભમાં ? એ, કે સ્વર્ગમાં આ આરાધનાના ઊંચા ફળના હિસાબે ધર્મ પર અને એના ઉપદેશક પરમાત્મા પર શ્રદ્ધાબળ અને પ્રીતિભક્તિના રંગ વધી ગયો ! સમતાથી પોતાની કાયાને કસવાનું કેવું સુંદર પરિણામ !

આત્માનું જતન ' ધર્મ ' : અને સમજ :—એક યંત્ર ચાલવાની પાછળ કેટલા જીવોનો કચ્ચરઘાણ નીકળે? ' હું જ કદાચ જો એ યંત્રમાં કીડા તરીકે જન્મી ગયો તો મારી શી દશા ? અશાતાનો કેવો કારમો ઉદય !' આવો વિચાર આવે ? જગતના જીવોની, જીવો નહિ તો માનવોની તો કરૂણ સ્થિતિ નિહાળો. તો પણ ખબર પડે કે એ કેવા કેવા અશાતાના ઉદય, કેવા દરિદ્રતાના અને ત્રાસ-તકલીફના ઉદય, અને કેવા અપયશ-અપમાનના ઉદય ભોગવે છે ! છતાંય પાછું ધર્મનું તો નામ નહિ ! અહીં રાજા ચંદ્રાવતંસકે રાજશાહી સ્થિતિમાં પણ પ્રતિજ્ઞાપાલનનો અને સુંદર એકાગ્ર ધર્મ ધ્યાનનો કઠિન ધર્મ સાધવાનું ભગીરથ ધર્મકાર્ય કર્યું ! કાયા ખોઈને પણ આત્માની જતના કરી ! જતના એટલે સાવચેતી-સંરક્ષણ. એ વિના ધર્મ નથી, ને સમજ વિના સાવચેતી-સંરક્ષણ નથી. જતના માટેનો આ જન્મ છે, ને પાછું અહીં તમને શાસનના પ્રતાપે સમજ મલી છે ! હવે જો જીવની જતના નહિ ખીલવો તો ભવિષ્યમાં શું ? ત્યાં આત્માનું જત્તન કરવાનું અને તે માટે સમજ મેળવવાનું મુશ્કેલ છે. આ જતના અને ધર્મ માટે રાજા ચંદ્રાવતસકની જેમ સુખ-શીલતા તોડવી જોઈએ. મુશ્કેલ નથી એ. 'જગતના સુખ કલંકિત છે,' એ જુઓ, બરાબર જુઓ, તો સુખ અકારા લાગશે. જગતના સુખ કલંકિત આ રીતે.

કોઈકના ઘોર પાપોદય પર આપણા તુચ્છ પુણ્યોદય :—

જગત વિચિત્ર છે, સરોવરમાં સતી સુરસુંદરીનું કોઈ નહિ. મગર-

મચ્છના પેટમા આખી ને આખી બળાઈ ગઈ માછીમારે મચ્છને બહાર કાઢયો 'મચ્છ આટલો ફૂલેલો કેમ ?'-માછીમારની આ વિચારણા ઉપર મચ્છનુ મોત છે ત્યારે ખૂબી તો જુઓ કે જો નગરમચ્છ પાપના ઉદયથી કપાય, તો સુરસુંદરીને બચવાનો પુણ્યોદય જાગે ! જગતના પુણ્યોદય કેઈક બિચારા જીવોના મૃત્યુ સુધીના પાપોદયે જાગે છે આ પુણ્યોદય ! એના પર તો વિરાગ થાય એવો છે વિચારો કે તમારો બેન્જનો મસાર કટલા જીવોના મૃત્યુ સુધીના પાપના ઉદયથી ચાલે છે? કેટલા જીવોના ઘોર પાપના ઉદયથી તમારો એક ટક તૈયાર થાય છે? કેટલા જીવોના ઘોર પાપના ઉદય થાય ત્યારે એક કપડુ તૈયાર થાય? ખેતર ખેડાય ત્યાંથી માડી, ખેતરમા ઘર કરી રહેલ કીડા-કીડી વગેરે કેટલા અઢળક જીવો વરનાદમા સાફ થઈ જાય, કપાસના પાક વગેરેમા તથા મીલમા કેટલા જીવોના કચ્ચરઘાણ નીકળે, એનો હિસાબ માંડો ! તમને વિષયક્રિયામા શાતાનો પુણ્યોદય મલે એમા કેટલાની કતલ થાય? નવ લાખ ગર્ભજ અને અસખ્યાતા બીજા જીવોની કતલ સાભળી છે ને ? બીજાએ કરેલ આ કતલ પર મને મનુષ્યભવ મળ્યો-એ જો સમજાયુ, તો ધર્મ સિવાય બીજું ન ગમે. એક સવારથી બીજી સવાર સુધી હુ કેટલા જીવોને ઘોર પાપોદયે થતી અશાતા ઉપર શાતા મેળવુ છુ—જો આ વિચારણા આવે, તો તે જાતના પુણ્ય પર તિરસ્કાર છૂટ્યા વિના ન રહે, જો હૈયુ હોય તો !

જગતના સુખો જેનને કેમ ન ગમે —એ સુખો પ્રત્યે કેમ એને અંદરખાનેથી કાળો ઉદ્વેગ હોય ! કારણ એ છે કે એ જાણે છે કે, 'કેટલાય જીવોના જીવનભરના સુખનો નાશ કરે એવા પાપના ઉદયે મારા સુખનો એક દિવસ પુરો થાય છે ! ત્યારે એવા સુખ ઉપર શુ રાજી થવુ ? શુ ગર્વ લેવો ? કે ઓછુ મળ્યું, તો એમા

શી અફસોસી માનવી? એવું તો ઓછું મળવામાં ઉદ્વેગને બદલે ઉલટો આંતરિક સાચો ઉલ્લાસ ન અનુભવું? મારા વીતરાગનાથે તો, મારા અરિહંત દેવે તો આ ઉલ્લાસ શિખવ્યો છે.

યોગદૃષ્ટિ માટે અધ્યાત્મભાવ જોઈએ :—ધન, કુટુંબ વગેરે જેમ શ્રીમંતને સંસારવર્ધક બને છે, તેમ અધ્યાત્મ વિનાનો શાસ્ત્ર-જ્ઞાનનો સ્ટૉક પંડિતને સંસારવર્ધક બને છે. કારણ કે શાસ્ત્રો પરજ લોકમાં ચરી ખાવા માટે એ મસ્તાન હોય છે. એનો ઉપયોગ એ ક્યાં કરવાનો? બીજાને નિરુત્તર કરવામાં, પોતાની અર્થકામની વાતોને શાસ્ત્રથી સાબિત કરી લોકને ઉંધે રસ્તે લઈ જવામાં, સાધુને હલકા પાડવામાં! જ્ઞાનીના વચન પર શ્રદ્ધા રાખી સન્માર્ગે ચાલનારને કુયુક્તિના ગોળા પર એ એવો ચઢાવે કે સન્માર્ગથી પેલો બિચારો ચત્તોપાટ ઉથલી પડે! ધની ધનથી મદમાં ચઢે છે. પંડિત પંડિતાઈથી મદમાં ચઢે છે. અધ્યાત્મભાવ વિના સારા નથી બની શકાતું; તેમ શક્તિ સામગ્રીનો સદુપયોગ નથી કરી શકાતો.

અધ્યાત્મ એટલે આત્મા ઉપરથી મોહનો અધિકાર ઉઠી ગયા પછી આત્માના ઉદ્દેશથી જે શુભ ક્રિયા કરાય તે. એનું શુભ વલણ તે અધ્યાત્મભાવ. અધ્યાત્મી પુરુષ સમ્યક્ ક્રિયાનો ખૂબ ખૂબ ખપી હોય. ક્રિયાઓ સમ્યગ્ શાથી? ક્રિયાઓ આત્માને ઉદ્દેશીને કરે છે માટે. આમાં ત્રણ વાત થઈ. (૧) આત્મા પરથી મોહનો અધિકાર ઉઠી ગયો હોય, (૨) બીજું, ઉત્તમ ક્રિયાઓ આવી હોય, અને (૩) ક્રિયાઓ પણ આત્માને ઉદ્દેશીને થતી હોય. અધ્યાત્મભાવ આત્મામાં આ બધું જમાવે—મોહ પર કાબુ, વિશુદ્ધ ક્રિયા અને શુદ્ધ ધ્યેય.

પ્રશ્ન :—એ હજી મોહની ક્રિયા તો કરે છે, તો પછી મોહનો એના પર અધિકાર કેમ નહિ કહેવાય?

ઉત્તર —જગતમા સાપના ખેલથીય પૈસા કમાનારા મદારી લોકો છે, તો શુ એના પર સાપ અધિકાર જમાવી જાય ? ના, સાપનુ ઝેર કાઢીને પકડ્યો એટલે સાપ અધિકાર વિનાનો થઇ ગયો મદારી સાપનો પછી ઉપયોગ કરે ખરો, પણ પોતાનો અધિકાર રાખીને અધ્યાત્મી માણસ વખતે રાગદ્વેષનો ઉપયોગ કરે ખરો, પણ એ કેવા કરવા, કયા કરવા, એમા ય એ આત્માને કેવા ખહુ અડવા નહિ દેવા, એની અસર પાછી આત્મા પરથી કેવી ભૂસી નાખવી, વગેરે અંગે અધિકાર હાથમા રાખીને એને વાસના નડે ખરી, પણ વાસનાની નાડ એણે પકડી રાખેલી ! એટલે વાસના પાછળ એ નિર્વિવેકી કે દીન-ઓશિઆળો ન બને રાગનો ઉપયોગ કેવો? દિકરો છે, વહાલ પણ કરે, પણ અધિકાર હાથમા રાખીને ! એ તો કહે છે કે "વહાલ કરુ છુ, પણ જો લાઈન બહાર ગયો તો તારો-મારો સબધ નહિ ! માટે જો ચોરી ન કરતો, અસત્ય ન બોલતો, ઉદ્ધત ન બનતો, ધર્મ ન ભૂલતો" દિકરા પર આ કેવો મોહ છે ? પોતાના અધિકારવાળો, મોહના અધિકારવાળો નહિ ! અધ્યાત્મભાવમા પાપનો ભય છે, સસાર પર ઉદ્વેગ છે, જડની લીલામા ગાંડપણુ લાગે છે, ત્યા મોહ શો અધિકાર જમાવી શકે?

અધ્યાત્મના દીવા વિનાનો આત્મા રત્નભરી એક અધારી ગુફા છે એમા છતા રત્ન ન મળે, છતી સ્ફુલ્લિંગકાઓ ન દેખાય, ન ભોગવાય અનુત્તરવાસી દેવો એ અનુભવે છે ! જો અધ્યાત્મ વિનાની પડિતાઈ, અધ્યાત્મ વિનાનુ શાસ્ત્રનુ જ્ઞાન સસારવૃદ્ધિનુ કારણ થાય, તો કહો એ જીવોએ પડિતાઈના પરિણામે શુ બહાદુરી મેળવી ? દુઃખાઈ જતા સસારને લાબો લચક કરવાની ને ? જો અધ્યાત્મના ભાવ વિના ધર્મશાસ્ત્ર ભણે, તો પણ તે સંસાર વધારવા માટે બને છે, ત્યારે ખબી તો જુઓ કે એવા ધર્મશાસ્ત્રની તો નહિ, પણ સસારવિદ્યાના શાસ્ત્રની

કેળવણી આપવા જેવી સંસારને વધવા-વધારવાની પ્રવૃત્તિને જૈન ધર્મની સેવાનાં નામ અપાય છે ! ! આજના જગતનું વિજ્ઞાન અને અને શાણપણ જુદી કોટિનું છે !

સમજજો કે જીવનમાં ક્રોધ, ખુમારી વગેરે કષાયના ઉપયોગ, અને ઇન્દ્રિયોના વિષયમાં પ્રવૃતિ થતી હશે, પણ એના પર કાબુ આત્માનો જોઇશે, પણ નહિ કે એનો દાબ આત્મા પર ! એનું નામ મોહનો અધિકાર ઉઠાડવાની પ્રવૃત્તિ. જ્યારે કષાયનો ઉપયોગ કરતી વખતે કષાયો આત્મા પર અધિકાર જમાવે છે, ત્યારે ભણેલા ધર્મશાસ્ત્રના જોર પર એ લોકો મહાવ્રતધારી પવિત્ર સાધુસંતોને હલકા પાડવાની નાદાનીયત પણ કરે છે. એ કહે છે કે 'છે કાંઈ આ સાધુઓને ? સમાજના માલ ખાવા, નિષ્ક્રય પડી રહેવું...' પણ આવું બોલનારને એટલી ખબર નથી કે એ સાધુઓ જે પવિત્ર જીવન ગુજારે છે, એ મોટી સક્રિયતા છે. જગતને પવિત્ર બનવાનો આદર્શ આપે છે, જૈન સંસ્કૃતિનો વારસો ટકાવે છે, એવી સક્રિયતા કોરા ભાપણની નથી, સંસ્થા, મીટિંગ અને ઠરાવોની નથી. પૂર્વે પંડિતો હતા, પણ અધ્યાત્મી. ત્યારે મોહના પૂર્ણ અધિકાર નીચે કામ કરતી આજની કેળવણી શું આપે છે ? આર્યતાને ધીમું ઝેર. Slow poison ! એ કુસંસ્કાર અને કુપ્રવૃત્તિ શિખવે છે, વાસના અને વિકાર જગાડે છે; કુમતિ અને અજ્ઞાન પાથરે છે; આત્મવાદની નજીકની સ્થિતિને દૂર ફેંકવાનું કરે છે; ધર્મની રહી સહી નીતિને દૂર ફેંકી દેવાનું ભયાનક કાર્ય કરે છે ! આમ આજની કેળવણી કેટલાંય ઝેર આપે છે ! જો પરીક્ષા લો, તો બહુ ટકા રિઝલ્ટ મલે ! તો પછી બહાર જ્યાં ભવિષ્યના અનંત જીવનને બગાડે તેવાં ઝેર નિત્ય પીરસાતાં હોય, ત્યાં જો તે ઝેર લઈને ઘેર આવેલા બાળકમાંથી એ કાઢવાની વાત નહિ રાખો, તો કલ્પના કરો કે શું પરિણામ આવશે ! ! આજે સંશોધન દૃષ્ટિ, ઐતિહાસિક દૃષ્ટિ અને સમન્વય દૃષ્ટિમાં મનાયેલી વિદ્વત્તાએ

શાસ્ત્રોના ભાવાર્થ, તાત્પર્યાર્થ, પારમ્પર્યાર્થને, તથા બોધ, ચિંતન
પરિણમન અને અનુભવજ્ઞાનને ભૂલાવી દીધા ! પછી આત્મામાં
પરિણમવાનું શું ? આત્માની વાતો કરનારા શાસ્ત્રો, એ પણ અધ્યાત્મ-
વિના જો ભણાય તો સંસાર વધારે, તો પછી આજની અધ્યાત્મ વિનાની
કેવળ શુષ્ક જડવાદની કેળવણી આત્માની અને આત્મવાદની કેવી
ઘોર ખોદશે, આત્માને ક્યાં ફેંકશે અને કેટલો નીચે પટકશે, એનો-
વિચાર કરો ! એમાંથી જાતને અને આશ્રિત કુટુંબીઓ વગેરેને બચા-
વવા અધ્યાત્મભાવ ખૂબ વિસ્તારવાની જરૂર છે અહીં જ્યારે માનવ-
જીવનનું મહાન પુણ્ય મળેલું છે, તો એમાં સત્ પુરુષાર્થ કેળવી-
શકાશે, પણ એ માનવ આયુષ્યનું પુણ્ય પત્યા પછી ઇચ્છશો તોય
કંઈજ સત્ પુરુષાર્થ નહિ કેળવી શકાય ! તેમ પુણ્ય વખતે
અસત્-ઉંધો પુરુષાર્થ કેળવેલો ભારે પડશે !

આજની સગવડોમાં આત્મચિંતાનું દેવાળું —આજે તો
માનવને ડાસ-મચ્છર પીડતા હોય તો ફ્લીટની સગવડ ! ઉંદર
નડતા હોય તો એનો પ્રાણથી નિકાલ કરવા મ્યુનીસીપલ પાંજરાની
સગવડ ! કોર્ટમાં જુઠ ચલાવવા વકિલોની આજ ખૂબ સગવડ !'
ભોગનીય સગવડ અને વિલાસનીય સગવડ ! ઈત્યાદિ ઘણી ઘણી-
અનુકૂળતા આજના કાળે કરી દીધી પરાયા રૂપ જોવાના અસદાચારની ય
આજના માનવોને ખૂબ સગવડ ! કેમકે એક બાજુ રૂપ ભટ-
કતા ફરે અને પ્રદર્શન કરે ! બીજી બાજુ એ જોવામાં પાપ છે એવી
માન્યતા ઉઠી ગઈ ! આટલી ભયંકર સ્થિતિ હોવા છતાં તમને
તમારી જાતની કે તમારા સંતાનની ચિંતા ન થતી હોય, તો તમે
પોતે તમારા આત્માના કે સંતાનના શત્રુ જ થવાના ને ? મમ્મણ
સુભૂમને સાતમી નરકે કોણે નાખ્યા? આત્મચિંતાને ભૂલેલી-
પોતાની જાતે જ

પુણ્યાઈ કેટલી ઊંચી ? અને અધ્યાત્મભાવના અભાવે જીવન કેટલું નીચું ? જ્યાં આગળ આર્ય દેશમાં ઊંચામાં ઊંચી કોટિના તત્ત્વોની વાતો પીરસાતી હોય, વળી મહાન શાસ્ત્રો સાંભળવા મળતાં હોય, તદુપરાંત શાસ્ત્રો સમજવા માટેનું મહાન ભાગ્ય અને બુદ્ધિ મળ્યા હોય, તેમ છતાં અધ્યાત્મભાવની સામાન્ય પણ કાળજી ન ન રખાય, એ તો ખરેખર કમભાગ્ય છે ! આ તો જેટલી ઊંચી સ્થિતિએ ચઢ્યા છીએ, ત્યાંથી પટકાવાની તેટલી મોટી મૂર્ખાઈ થાય છે ! મળેલી મોક્ષ સામગ્રીને સંસારના ઉકરડે નાખવાનું થાય છે ! રાજા દશાર્ણભદ્રને પ્રભુનું અનુપમ સન્માન કરી વંદન કરવા જવાની ભાવનાની સાથે અધ્યાત્મભાવ હતો, તો કેટલો ઉચ્ચ વિકાસ સહેજ વાતમાં એ સાધે છે ! એને એમ થાય છે કે ' જો હું પ્રભુને સર્વશ્રેષ્ઠ આડંબરથી વંદન કરવા જવાનું અભિમાન કે દાવો કરી શકું, તો એવુંય ગૌરવ કેમ ન સાચવી શકું, કે મારે એ દાવો કોઇપણ ભોગે ફલીભૂત કરવાનો જ. તેથી ઇન્દ્ર ન કરી શકે તેવું વંદન કરું.' પછી શું ? એ જ કે ત્યાં જ દીક્ષા લઇને વંદન કર્યું. જો અધ્યાત્મભાવની આત્મામાં ગેરહાજરી; તો એના કારણે સવારથી સાંજ સુધી સંસાર સિવાય કંઈ યાદ ન આવે. પરિણામ એ કે સુખમાં છકેલ અને દુઃખમાં પોકનો પાર નહિ ! !

પ્રતિકૂળ એવા પણ સંસારનો ખેદ નહિ અને અનુકૂળ એવા પણ ધર્મના આદર નહિ, એ શું ?—છતી ધર્મસામગ્રીમાંય અધ્યાત્મભાવની ગેરહાજરીને લીધે બહાનાં કાઢવાના કે ' ઉપાધી ઘણી છે, ઉદયકાળ નથી, સગવડ નથી, પ્રમાદ છે, અંતરાય નડે છે, ભારે કર્મી છીએ, ' વગેરે વગેરે. ધર્મસાધનાથી દૂર રહેવા આવા તો કેઈ ઓઠાં ! ત્યારે આશ્ચર્ય તો એ છે કે સંસારની સામગ્રી ભારોભાર અગવડ અને વિઘ્નથી ભરેલી હોય તો પણ સંસાર પર કંટાળો નહિ, સંસાર સામે બચાવ કરી સંસારને સાધવાની

ફર થવાની વાત સરખીય નહિ ! ! ઉલટુ અસાધ્યને સુધારવા મથે એવો ! કે લોહીના પાણી કરે, લાતો ખાય, છેલ્લા શ્વાસોશ્વાસ સુધી તેને વળગી રહે ! પરતુ ડહાપણ એ છે કે આ સ્થિતિ સુધારો, અને ક્રમમા ક્રમ અનુકૂળતાવાળો ધર્મ તો જરૂર ખૂબ સાધી લો પ્રતિકૂળતાવાળો સસાર જરૂર છોડો દીકરો લાતે મારે છે તો એના પર ગગ છોડો પેમાની તગીમા મિઠાઈના ભોજનનો સસાર, સિનેમા જોવાનો સંસાર, ફેશનનો સસાર, ખિસ્સાને પ્રતિકૂળ છે, માટે એ ત્યજો મોહ આપણને બેભાન કરી શકે નહિ ! જરૂર પડે આપણે એને બેભાન કરી શકીએ મસારને કહી દઇએ કે "તારે મારા આત્માની સેવામા રહેવુ હોય તો રહેજે, બાકી એ દિવસો ગયા કે તુ કહે એ જ મારૂ જીવન-કર્તવ્ય માનુ ! કે તુ કહે એટલુ જ કર્યા કરૂ ! હવે તો તને પોષવાને બદલે શોષવાની વાત છે કેમકે તને સપૂર્ણ શોષી નાખનારા અરિહત દેવનો હુ અનુયાયી છુ "

' આત્મગુણોને કુલ સાથે કેટલો સબધ —સુરસુદરીને કિનારે ઉતારી વાણિયાએ વેશ્યાને વેચી દામ કર્યા અને મગરના પેટમાથી હાથમા આવેલી એ જ સુરસુદરીને માછીમારે રાજાને ભેટ ધરી ! વિવેક અને ઉદારતા ક્યા વસેલી હશે ? ધોળા કપડામા કે કાળામા ? રોટલી ખાનારમા કે મિષ્ટાન્ન ઉડાવનારમા ? ભારે પડિતાઈવાળામા કે અજ્ઞાનીમા ? મહા બળવાનમા કે અબળામા ? આતો મદ અને ખુમારી તમારી છાતી ન ભરી જાય, એ માટે આ વાત છે આત્માના ગુણો તરફ જુઓ, તો કલ્યાણ થશે એની ચીવટ ચોકસાઈ રાખો કયા ગુણો ? ઉદારતા અને ગભીરતા, સૌમ્યતા અને દયા, સરળતા અને નિર્ભયતા, પરમાર્થ અને પરોપકાર, જગતમા તેની સુવાસ ફેલાય છે, એના પર ગમે તે માણસ પોતાનો અધિકાર જમાવી શકે છે, એને ધારણ કરનારા પૂજાય છે

ઉદારતા વગેરેને ગુણરૂપ શાથી કહો છો? કારણ એ છે, કે પાપી જગત પણ માને છે કે અમારા પ્રત્યે બીજા સ્વાર્થ ન રમે, પણ પરમાર્થ કરે; અપકાર ન કરે, પણ પરોપકાર કરે; હિંસા અને ક્રૂરતા ન કરે પણ દયા ને સૌમ્યતા દાખવે; ક્ષુદ્રતા અને ઈર્ષ્યા ન બતાવે, પણ ઉદારતા ને ગંભીરતા રાખે! જગતનો પાપીમાં પાપી પણ ઈચ્છવાનો કે 'મારી સામે કોઈ સ્વાર્થી ન બને, નિર્દય ન બને, જુઠાણું ન હાંકે, અપકાર કરનારો ન બને, કૃપણ ન બને, તુચ્છ ન બને! ' જગતનાં જીવ માત્ર આ ઈચ્છે છે! એ શું સૂચવે છે? એજ કે જીવનમાં એ ગુણરૂપ છે, અને કમાવાયોગ્ય છે. સારી ચીજ ઉદારતા છે, કૃપણતા નહિ; સત્ય છે, જુઠાણું નહિ; પરમાર્થ છે, સ્વાર્થ નહિ; આવકારવા યોગ્ય દયા છે, ક્રૂરતા નહિ! એટલે નક્કી થયું કે જગતને સુખ આપનાર ઉદારતા છે, દયા છે, દાન છે, પરોપકાર છે, સત્ય છે! આત્માના એ જે ગુણો, તેનો ઠેકો અને મરદાનગી, પાંડિત્ય પર નથી, છેલછબીલાઇ પર નથી, પણ આત્માની મુલાયમતા પર છે. ગમાર જેવો હોય તે પણ મુલાયમ બની શકે છે, અને ઉદારતાદિ ગુણો કેળવી શકે છે. માછીમાર આમ ગમાર ગણાય, પણ એણે સુંદર સુરસુંદરીને જાતે ન રાખતાં રાજાને સોંપી. ત્યારે સવાલ એ છે કે ઉદારતા, પરમાર્થવૃત્તિ વગેરે વગેરે ગુણો કેવી રીતે મેળવવા ?

**ત્યાગની ચાવી :**—જે ચીજ માટે એ માન્યતા આવે કે

(૧) આ મેળવવામાં મારી કોઈ હોશિયારી કે મહેનત નથી, અથવા

(૨) આ ચીજ જ કિંમતી નથી. અથવા

(૩) મારા આત્માના કરતાં વધુ કિંમતી નથી, કે

(૪) આ ચીજ ભોગવવાનો મારો કોઈ અધિકાર નથી, અથવા

(૫) આ ચીજ મને ભવિષ્યમાં મહાન દુઃખ કરશે,

તો એનો ત્યાગ સહેલાઇથી થઈ શકે ત્યાગ કરવાની આ ચાવી ! પુણ્યને બદલે જાતમહેનતનો વધુ ખ્યાલ, અને પોતાના આત્માને બદલે વિનશ્વર જડ પદાર્થની મોટી કિંમતઆંકણી,–આ બન્નેએ દાન અને ત્યાગ મોઘા કરી દીધા છે એને દૂર કરી દો, તથા આવી અનર્થના વિચાર કરો, એટલે પત્યુ પછી તો દાન અને ત્યાગ કયા કયા કરી શકાય છે, એની ચોટ રહેશે ! માછીમારે મગરના પેટમાથી કાઢેલી સુન્દરી માટે જોયુ કે આના પર તો અધિકાર મારો નહિ, પણ મારા રાજાનો હોય તેથી જઇને એણે રાજાને ભેટ કરી "જે રાજપાટ બાપાજી આપવાના હતા, તેમા મારી મહેનત નહોતી, તો પછી એની બહુ કિંમત નહિ, માટે છોડો એને ' એમ વિચાર કરાય, તો રામચન્દ્રજીની જેમ મોટુ રાજ્ય છોડવુ હોય તો શું કઠીન ? તેમ જમીન પરથી તમે ચપટી ધૂળ ઉંચકી, ત્યા કોઇ કહે કે ' એ ફલાણા ભાઇને આપી દો ' તો આપોને ? કેમ ? જાણો છે કે એની કિંમત નથી જેના માટે એમ સમજાય કે આની કિંમત કાઈ નથી, એટલે અવસરે એને સકોચ વિના ત્યજી શકાય એવુ જ બહુ મહેનત વિના મેળવેલી વસ્તુનુ બને એમ થાય કે મહેનતમા મારી જોડે એ પણ ઉભો હતો, છતા એ બે રુપિયા પામ્યો ને હું દસ ! તો મારે આઠ રૂપિયા વગર મહેનતના છે મહેનતના તો બે રૂપિયા મળી ગયા ઉપરાત આઠ મળ્યા આમ માન્યુ એટલે આઠમાથી ત્યાગ કરવો સહેલો એમ ભયકર નુકશાનવાળી વસ્તુનો ત્યાગ કરવો સહેલો આવા ત્યાગના પુરુષાર્થ માટે યોગ્ય વિચારણા જોઈએ માત્ર આવી સીધી અને જરૂરી સાચી માન્યતા ધરતા નથી આવડતી, એટલે એ વસ્તુનો સારો ઉપયોગ કરવાના અવસરે હૃદયકમળ બિડાઈ જાય છે ! માનવને મળેલી શક્તિ અને સામગ્રીનો પરમાર્થમા વિનિમય

કરવાના પ્રસંગે કે સદુપયોગના સમયે તો, સૂર્ય ઉગતાં કમળો વિકસ્વર થાય, તેમ હૃદય વિકસ્વર થવું જોઈએ.

અખૂટ સંસાર પણ કેમ ખૂટે ?:—યોગનું વર્ણન સાંભળેલું ત્યારે જ જીવનમાં સફળ બને કે જ્યારે અધ્યાત્મભાવ જાગે. મોહનો અંધકાર જાય, ને સુપ્રવૃત્તિ જીવનમાં આવે. તમે અધ્યાત્મભાવમાં રમણ કરનારા બન્યા, એટલે મોક્ષ તમારે સરળ બન્યો. કેમકે મોક્ષ એટલે આત્માની સર્વથા શુદ્ધ અવસ્થા; અને અધ્યાત્મભાવ એટલે એ વિશુદ્ધિ થવામાં અનુકુળ વાતાવરણ. અનંતાકાળના મલિન આત્માનું સંશોધન કરવાની તાકાત બીજામાં નહિ, એ તાકાત તો અધ્યાત્મભાવમાં જ છે. અધ્યાત્મભાવ જ સંસારનો અંત લાવી શકશે, અનંતકાળથી વહી આવતા અખૂટ સંસારને એ ખૂટાડી દેશે ! સાચું કહો, તમારે સંસાર ખુટાડવો છે ? તો આવા સંસારને અતિનિર્ગુણ સમજો. સંસાર એટલે ? પાપના સહઉદયથી કલંકિત એવા પુણ્યના ઉદય એ સંસાર. આને બરાબર ઓળખી લ્યો, જેથી સંસારનાં સુખ મુંઝવે નહિ, કે જીવને રસિયા બનાવી શકે નહિ. તેથી ક્રોધાદિ કુલાગણીઓમાં અથડાઓ નહિ. પછી સંસારને અવસરે તમાચો મારતા વાર નહિ !

પુણ્યના ઉદય પર વૈરાગ્ય કેળવવાની ચાવી:—એક તો પુણ્યના ઉદય બીજા અનેક પાપોના ઉદયથી કલંકિત છે. તેમ એ પણ એક હકીકત છે, કે આપણા પુણ્યના ઉદય બીજાના પાપના ઉદયે સફલ થાય છે ! એટલે જ એના સત્કાર કરવા જેવા નહિ. આપણાં પુણ્યના ઉદય આપણાય બીજા સહવર્તી પાપોદયથી કલંકિત હોય એમાં શું ગૌરવ લેવા જેવું ? તેમ બીજાને મૃત્યુ સુધીના પાપોદયના દુઃખ આપી જે પુણ્ય ઉદય પામતા હોય, એને આવકારવા જેવું શું ? એ ઉદય ભલે કદાચ આવે, પણ એના પર હૈયાના હેત ન ઉભરાવાય.

ગતી સુરસુંદરીએ કેટકેટલું સહ્યું? તમે સહો છો? સુરસુંદરીને સુખ ગયું તેનું દુઃખ નથી, કે દુઃખ આવ્યું તેનુંપણ દુઃખ નથી! શીલ પર આક્રમણ આવતું દેખાય-તેનું દુઃખ છે રાજાના અંતેપુર-માંથી નીકળીને જંગલ તરફ ચાલી જાય છે રાણીઓએ રાજાને સુરસુંદરી ભાગી ગયાનું અગડબગડ સમજાવ્યું રાજાએ એની શોધ ન કરાવી, પણ હજી સુરસુંદરીને આપત્તિ છે સતી, સમકિતી, અને નમસ્કાર મહામંત્રને ભણનારી છતાં તેને દુઃખ આવે છે, પણ સુઝાતું નથી કેમકે એમાં પૂર્વભવના ઉભા કરેલા દેવા ચુકવાતા જાય છે જંગલમાં ચોર મળ્યા સુરસુંદરી વિચારે છે કે "હે ભગવાન, રાજમહેલમાં તો સંકટ થયું, પણ જંગલમાંય અપમંગલ!" ચોરને સુણાવી દીધું કે 'દૂર રહેજે, અડીશ નહિ' અડ્યા વિના ચોરો તેને પલ્લી તરફ લઈ ગયા ખરાબ સંયોગોમાં સુરસુંદરી ખરાબ થતી નથી નહિતર ખરાબ વસ્તુના સંસર્ગમાં તો સારામાં સારી ચીજ પણ કેવી બગડી જાય? પુત્ર સારામાં સારો, પણ તેના માટે પ્રશંસા કરી એટલે એને ઉદ્ધત બનતાં વાર ન લાગે! કુસંગ થાય, એટલે વિણસતાં વાર નહિ! પ્રશંસાનું શ્રવણ એ જાણે એક એવો કુસંસર્ગ છે, કે આત્મામાં ઉદ્ધતાઈનો બિગાડો લાવે

જ્યાં ઉત્તમ ભાવના, જિનવાણીનું શ્રવણ, અને તત્ત્વચિંતન મળતાં હોય, પણ જો કુચિંતનના, આપમતિના અને મોહમૂઢતાના કુસંગ થાય, તો બગડતાં વાર નહિ! અહીં સુરસુંદરીએ ધર્મવીર્ય એવું પ્રગટ રાખ્યું છે કે, સંયોગોની અસર નથી થતી! પ્રાણ જાય તો ભલે જાય, પણ શીલ રક્ષવાનું તે રક્ષવાનું! એને ઉત્તમ ભાવ-નાનો જ ખપ છે, કુચિંતનનો ખપ નથી જિનવચનનો ખપ છે, આપમતિનો નહિ, તત્ત્વ વિવેકનો ખપ છે, મોહમૂઢતાનો ખપ નથી

સંસારનો અંત ધર્મવીર્ય ફોરવવાથી જ આવશે—ધર્મવીર્ય ફોરવવું એટલે (૧) સંસારની ક્રિયા કરવા છતાં અલિપ્ત રહેવું,

(૨) એની ખરાબ અસર ન લેવી, અને (૩-૪) ધર્મક્રિયા જેટલી થાય તેટલી વીર્યોલ્લાસપૂર્વક તથા સમજ સાથે કરવી. મોહના ઉદયની સામે ધર્મક્રિયાઓનો તથા ગુણપ્રાપ્તિ વગેરેના વ્યૂહનો (યોજનાનો) મોરચો માંડવો જોઇએ. હરરોજ ટેવ પાડતા જાઓ, એટલે તે સ્વાભાવિક થઇ જાય. મનને ધર્મ સ્વાભાવિક બને, અને સંસાર પરાયો અને અળગો લાગે, ત્યારે સમજવું કે હવે પોતે કાંઇક ઠેકાણે આવ્યો છે, પોતે ધર્મને સિદ્ધ કરી શકયો છે.

જે આત્માપરથી મોહનો અધિકાર ઉઠી ગયો હોય, શુભ ક્રિયા જે કરે, ને ઉદ્દેશ આત્માનો રાખે, તે અધ્યાત્મી. (૧) ક્રિયા કરે છે, કેવી રીતે? મોહનો અધિકાર દૂર રાખીને. (૨) કઇ ક્રિયા? શુભ ક્રિયા. (૩) શા માટે કરે? આત્માના ઉદ્દેશથી. આત્માનો ઉદ્દેશ એટલે? આત્માનું હિત કેમ થાય, આત્માની શુદ્ધિ અને સ્વતંત્રતા કેમ થાય, એ લક્ષ્ય.

વસ્તુની ઓળખ અને વિશ્વાસ વિના સારૂં મળેલું ય ફોગટ' :— જરિયાન જેવું કપડું કોઇએ આપણને અંધારામાં આપ્યું. પણ જરી એટલે ખુંચવા માંડે; ત્યાં જો એમ માની લઇએ કે 'શું આ મકોડા ચોંટેલા ચીંથરા આપ્યા?' તો સારી ચીજ હાથમાં આવ્યા છતાં તે તેવા પ્રકારનો લાભ નહિ આપે. ઉલટું એને ફેંકી દેવાનું મન થશે. યોગદૃષ્ટિની ઉંચી વાતો એટલે એવી અદ્ભુત વાતો છે કે બીજું લાબું તત્ત્વજ્ઞાન કદાચ ન પણ હોય, તો પણ જો આ વાતોને જીવનમાં પચાવતાં આવડી, તો સહેલાઇથી મોક્ષને સાધી શકીએ. જે આત્માઓએ ચૌદપૂર્વના કે અગિયાર અંગનાય પુરા જ્ઞાન સિવાય મોક્ષ સાધ્યા છે, તે કેવી રીતે સાધ્યા હશે? તે આ ભુમિકા જોવાથી જણાશે. જીવનમાં અવશ્ય પ્રાપ્ત કરવા જેવી આ અપૂર્વ ચીજ છે, એવો દૃઢ વિશ્વાસ જોઈએ. તો જ આની પાછળ ધીખતો પુરુષાર્થ થશે.

સમાર એટલે શું ? —સાભળેલા શાસ્ત્રો આત્મામા પ્રગતિ કેમ નથી આપતા ? શુ કારણ છે તે શોધી કાઢો કહો છો કે ચાહીને સાભળવા આવીએ છીએ, ચાહીને કલાક કાઢીએ છીએ. એક કલાકમાય ખબ સાભળવા મળે છે, કેટલા શબ્દો ? મીનીટના પચાસ ગણો, તો ૬૦ મીનીટમા કેટલા થાય ? વાત ભેગા ત્રણ હજાર ! એવુ પાછુ એક જ દિવસ નહિ, એક જ મહિનો કે એક જ વર્ષ નહિ, પણ વર્ષોના વર્ષો સાભળવા મળે ! છતા પ્રગતિનુ માપ કાઢો તો ? કહો સંસારને કેટલો કાપતા આવ્યા ? જો કાપવુ છે, ઓછુ કરવુ છે, તો એ વિચારવાનુ છે કે જેનુ નામ સમાર છે તેમાથી કેટકેટલુ ઓછુ થયુ છે ? ત્યારે હવે ફરી યાદ રાખો —

સસાર એટલે ? ૧ એક ભવમાથી બીજા ભવમા સરકવાનુ, સારી રીતે સરકવાનુ

૨ એક લાગણીમાથી બીજી લાગણીમા,

૩ એક ચિંતામાથી બીજી ચિંતામા,

૪ એક રાગ કે દ્વેષમાથી બીજા રાગ કે દ્વેષમા,

૫ એક પુદ્ગલ ઉપરથી બીજા પુદ્ગલ ઉપર,

આમ સરકવાનુ જ્યા સુધી ચાલુ છે, ત્યા સુધી સસાર છે આમાથી આ જીવનમા કેટલુ ઘટાડ્યુ ? એની ખાલી ભાવના નહિ, રાજ કેટલી છે ? જો નથી, તો અનતકાળ વીતવા છતા જીવ હજી થાક્યો નથી લાગતો કહો, થાકનો અનુભવ થાય છે ખરો ?

સસારમા સરકવાની હદ કે માપ ખરૂ ? –

મોટા ઉંચા મેરુને મથાળે કાકરો મૂક્યો હોય તે સરકતો સરકતો ચાલ્યો, પણ તેને અત હોય ભૂમિ પર આવી અટકે પણ જીવને સરકયા કરવાનો કોઇ અત ? જે સમાર જીવે પોતાના માથે કર્યો છે

તેનાથી લપ એવી વળગી છે કે જો ઉંચે નહિ જવાય, તો નીચે જઈને પણ એક ભવમાંથી બીજા ભવમાં સરકવાનું કામ ઉભું જ છે.

વિષયસુખ વિનાનો મોક્ષ ચાહો છો ?:—

આત્માની કેટલી કંગાળ દશા, તે વિચારો ! પહેલાં પોતાનો જેટલો સંસાર હતો (એક ભવમાંથી બીજા ભવમાં સરકવાનો) તે આજે કેટલો છે ? ઓછો કે વધારે ? ચિંતાઓ પહેલાં હતી તેમાંથી કેટલો ફેર પડયો ? અનેક ઉપાધિઓ પહેલાં હતી તે આજે પણ છે ને ? કદાચ વધી હશે ! એટલે સમજાય છે ને, કે ખરો સંસાર હજી ઘટાડયો નથી ? જેટલા પ્રમાણમાં બાહ્ય સંજોગો વધાર્યા, તેટલા પ્રમાણમાં ચિંતાઓ વધી કે ઘટી ? છતાં આવો સંસાર સુખનો (!) અનુભવ કરાવે છે, માટે તેનો અરેરાટો નથી થતો મોક્ષના અધિકારી કહેવાઇએ છીએ ને ? સંસાર મહા દુઃખરૂપ લાગે છે ? તમને સંસારના ભૂખ-તરસ, રોગ-રિબામણ વગેરે દુઃખનો ત્રાસ છે, પણ સંસારના સુખનો ત્રાસ નહિ ને ? મોક્ષ જોઇએ છે કિન્તુ દુઃખ વિનાનો; પણ કહો, વિષયનાં સુખ વિનાનો મોક્ષ જોઇએ છે ખરો ? એ જો જોઇતો હોય તો પકવાનના સુખ પર કંટાળો આવ્યો ? મખમલની શય્યાના સુખ પર ? ના. ઠીક ત્યારે હવે ય કંટાળો આવી શકે એમ લાગે છે ? ના, કેમકે આત્મા નિર્વિચાર બન્યો છે. આત્મા વિચારક થાય તો સંસારના સઘળા સુખ પર કંટાળો આવે એમ છે. સંસારની દગાખોરી, કલંકિતતા, સંસારવર્ધક લાલસાકારિતા, ધારણાભંજકતા, વગેરેથી શું કંટાળો ન આવે ? શું એમ ન થાય, કે 'આ મોટરો દોડાવવાનું શું, અને જગતનાં ખાન-પાન શું ? એવો સોનાનો સુરજ ક્યારે ઉગે કે આ બધા પર કંટાળો આવે એટલે મોક્ષનો સાચો-અભિલાષી બનું !' એવી રોજ તમન્ના અને અનુરૂપ ત્રેવડ જોઇએ. જીવ એટલે ? છોકરાં વચ્ચે દડો ! લાગણીઓ અને ચિંતાઓ એ રમતિયાળ છોકરા, એ જીવરૂપી દડાને

આમથી તેમ ઉછાળે ! કર્મના ઉદયની વચમા કોઈ વાતની સ્થિરતા નથી, ભારે અસ્થિરતા છે જડ પદાર્થોની વચ્ચે જીવની કેટકેટ સ્થિતિ ચાલી રહી છે ! આ બધુ અસાર એવા સસારને કાપવાની ઇચ્છા કાને જાગે ? મોક્ષના સાચા ઇચ્છુને, મોક્ષના સાચા રાગીને, સાથેસાથ મોક્ષમા જવાની ઉતાવળવાળાને

સસારસુખ પર કટાળો કેમ જાગે ? —તમે કહેશો કે 'ભાઈ સાહેબ ! પણ અમને તો સસારના સુખો સારા લાગે છે, ત્યા કટાળો ? હા, કટાળો દિવાળીના પક્વાન્ન ખાતા ખાતા કટાળો આવે છે ને ? ભલે કટાળો ક્ષણિક છે, અહીં આપણે સસારપર કાયમી કટાળો લાવવાનો છે પણ એક વખત એવો કટાળો આવી જાય તો ? બાઈઓને માતા થવાના કોડ થાય છે ! કેમ થાય ? બીજી માતાઓને જોઇને પણ જ્યારે પ્રસુતિસમય આવે ત્યારે ? પ્રસૂતિની વેદનાના અત્યત દુ:ખથી એવો કટાળો આવે, કેવો ? હવે કદી આ ભોગક્રિયા ન જોઇએ એવો ! પણ એ કટાળો ક્યા સુધી ટકે ? અરે ! ટકવાની શી વાત ? ત્યારે સસાર પ્રત્યે આપણે કટાળો જોઇએ છે અમર કટાળો હૃદયમાથી ખસે નહિ તેવો કટાળો જ્યા સુધી વીતરાગ ન બનીએ ત્યા સુધી કટાળો પછી વીતરાગપણામા ન કટાળો, ન રાજીપો સાચા સજ્ઞાન બનો, એટલે સુખનો કટાળો સહેજે આવશે વધુ સજ્ઞાન બનશો એટલે દુ:ખના કટાળા કરતા સુખનો કટાળો વધુ થશે દુ:ખ પર પ્રેમ હોય તો આ કાયા પર દુ:ખ આવતા એમ થાય કે, 'તે તો જોઇએ,' અને કોઈ માન-પાન આપવા આવે એટલે કહે કે ભાઈ ! એ ન જોઇએ ' કેમકે સુખ પ્રત્યે ભય છે સસારથી ઉભગ્યા હો તો દુ:ખ પર પ્રેમ કેળવવાનો અને સુખ પ્રત્યે ભય કેળવવાનો ઉદ્યમ અવશ્ય રહેવો જોઈએ

સુખનો કટાળો કેમ લવાય —ફરી યાદ કરી લો (૧) સુખ જે પુણ્યથી આવે છે, તે પુણ્ય જાગવા માટે અનેક જીવોના મૃત્યુ

સુધીના પાપના ઉદય જાગે છે! માટે તે પુણ્યના ઉદય કલંકિત છે. કેઈ ત્રસ સ્થાવરોના મોતથી અહીં ભોગના જે પુણ્ય આપણે ભોગવીએ, એ પુણ્ય કલંકિત નહિ, તો શું પવિત્ર? (૨) વળી બીજી રીતે જોતાં, પાપના ઉદયથી મિશ્રિત પુણ્યના ઉદય, એ પણ કલંકિત ગણાય. પુણ્ય સંપત્તિ-શાતા વગેરે સારૂં આપે; પણ પાપ અપજશ જબરો આપે! પુણ્યથી બોલવાનું યુક્તિસર હોય, પણ પાપ એની સાથે અનાદેયતા એવી આપે, કે જેથી યુક્તિસરનું આપણું કથન કોઈ ગ્રહણ ન કરે! આમ સુખ મલ્યું, પણ રોવાનું! પાપના કલંકથી કલંકિત થયેલું! (૩) આ સુખ કેવી સ્થિતિમાં, કેવી રીતે આવે છે, ને આવ્યા પછી કઈ સ્થિતિમાં આત્માને મૂકે છે, આ વિચારણા આત્માને સાવધાન કરી મૂકે, આત્માને સુખ પર તિરસ્કાર જગાડી દે, એવી છે.

મનને શિખામણ:—સુખ આવ્યું છતાં જીવ જો મનને શીખવે કે "હમણાં આની બહુ કિંમત આંકવાની નહિ; ખાવું હોય તો ખા, પહેરવું હોય તો પહેર, પણ બહુ ખીલતું નહિ. નહિતર મૂર્ખ ઠરીશ!" તો શું આ કર્યું! ઘડીભર માટે એ સુખ પોતાને સુખરૂપ લાગતાં છતાં, એને ફિક્કું બનાવી દીધુ. તો જ ઉદાસીનતા અને ગંભીરતા કેળવી શકાય. એ માટે (૪) સંસારની કિંમતી ગણાતી ચીજને મામુલી ગણો, મીઠીને કડવી સમજો. (૫) સંસારના સુખો જાતેય નાલેશીભર્યાં છે, અને (૬-૮) જીવને પણ નાલેશી આપનારાં છે, મુર્ખ બનાવનારાં છે, જીવને કુચ્ચા જેવો કરીને વિરાટ વિશ્વમાં ક્યાંય ફેંકનારાં છે. માટે જ કોઈ સદ્ભાવ સંસારસુખ ઉપર ધરવા જેવો નહિ. એના કરતાં મોક્ષનાં સુખો સારાં કે એ મળ્યાં પછી નાલેશી તો લેવાની નહિ. આતો બેસાડે હાથીના હોદ્દે, પણ રસ્તા ઉપર નાટકીયાના ખેલ કરાવે કે ભીખ માગતા હલાવે! (૯) સંસારના સુખ લીધા પછી જીવને ભવેભવ ભમવાનું!!

'<u>સમાધિ શી રીતે કેળવાય?</u> હાલતા ને ચાલતા સસાર કેળવાય ક્યો સમાધિ? ભૂલો નહિ (૧) એક ભવમાથી બીજા ભવમા પડવાનો, (૨) એક ચિંતામાથીબીજી ચિંતામા કૂદવાનો, (૩) એક જડમાથી બીજા જડને બાથ ભરવાનો, (૪) એક કર્મના ઉદયમાથી બીજા કર્મના ઉદયમા ફરતી વિવિધ લાગણીમા લહેવાઈ જવાનો! આના સમાધિની કાપણી કરી નાખીએ આજસુધી જ્યા આવેગ આવ્યો કે જીવ ઝટ બટકી નાખતો હતો, બાફી નાખતો હતો, ત્યારે હવે? જો કે આવેશ તો આવ્યો, પણ જીવે બે મિનિટ ઉભા રહેવાનુ ક્ષાયિક કોટિના જે ગુણો કહેવાય છે તે અનતકાળ સુધી મોક્ષમા આપણી સાથે ટકે એવા ગુણો છે પણ તે કાઈ પળવારમા મળી જાય, એ વાતમા માલ નથી તેના માટે તો કઠોર સયમ ને કરોડો વર્ષ પાળવુ પડે છે, ત્યાર તે મળે છે કેમ આટલુ બધુ? કહો કે એ માટે <u>દીર્ઘકાળ સુધી સમાધિ કેળવવાનુ કામ કર્યા કરવુ પડે છે એના લાબા અભ્યાસ પછી મન ઠરે છે</u>

<u>ઉપાધિઓથી જન્માઓ, એવી ચિંતાઓ</u> —

કહો જોઉં, મનથી દુનિયામા આ બધી ઉછળા-ઉછળી શા માટે કરો છો? એના બદલે ધર્મની વિચારણામા અને તત્ત્વની ચિંતામા એકાગ્રતા કેમ નથી? કારણ એ છે કે સસારનીય કાર્યવાહીમા એકાગ્રતા નથી ત્યા પણ ચિત્ત ડામાડોળ હોય છે નહાવા બેઠા ત્યા ખાવાના, અને ખાવા બેઠા હોય ત્યા બહાર જવાના, એમ કોઈના કોઈ વિચારોની ડગમગતા ચાલુ! ઘણા વિચારો એવા હોય છે કે જેમા પોતાનુ જ ઠેકાણુ નહિ હોય! હવાઈ ઇમારતો ચણાતી હશે! આમ જ્યા સંસારમા મોજથી બેઠા છો, ત્યા પણ મન જો સ્થિર નહિ, તો એવા ચળવિચળ ચિત્તવાળા તમે ધર્મસ્થાનકોમા પણ ચિત્ત સ્થિર ક્યાથી કરી શકો? માટે, <u>ચિત્ત એકાગ્ર શી રીતે બને, એ વિચારતા જણાશે કે ફેજલ ચિંતાઓમા ચિત્તને રખડાવાનુ નહિ કરવુ જોઈએ,</u> અને જગતની બાબતોમા પણ ચિત્તની

અસ્તોવ્યસ્તતા ટાળવી જોઇએ. અનેકાનેક ઈચ્છાઓ અંદર જે પેઠી છે, તે નવીન નવીન ચિંતાઓ જગવે છે. એવી ઇચ્છાઓને કાપતાં આવડે, એટલે ચિંતાઓ શાંત પડે. ઇચ્છાઓ ક્યારે કપાય? જે ઉપાધિઓ બહાર અને અભ્યંતર વધારી છે, તેના પર કાપ પડે ત્યારે ઇચ્છાઓ કપાય. બહારની ઉપાધિને ઇચ્છા સાથે, ને ઇચ્છાને ચિંતા સાથે, એમ અંકોડા મેળવાયેલા છે. ચિંતાઓ ચિત્તને આકુળવ્યાકુળ અને અસ્થિર રાખે છે.

સંસાર કાપવો એટલે?:—સંસારને કાપવાનાઇરાદાવાળાએ(૧) જેમ શુભ લાગણી અને શુભ વલણનું સંરક્ષણ કરવું જોઇએ, તેમ (૨) સારી વિચારણાઓનું પણ સંરક્ષણ કરવું જ જોઇએ. (૩) સંસારને કાપવાનો અભિલાષી આત્મા જડ પદાર્થો પર ઠેકવાનું ન કરે. ભૂલતા નહિ કે હમણાં સંસાર શબ્દથી ચાર ગતિમય સંસારની વાત નથી કરવી. હમણાં તો સંસાર એટલે જડ પદાર્થોમાં જે આત્માની ફેંકાફેંક થઇ રહી છે, તેની વાત લેવી છે. તેને કાપવાની એટલે કે તેમાંથી કંઈક પાછા હઠવાની અહીં વાત છે. એટલે? દા.ત. બે ચાર સગા હોય તો તો કંઈ નહિ. પણ આ તો કહેવાનાય સત્તર સગા પાથરી રાખ્યા હોય, એટલે હવાની માફક બધા સગાવહાલાંને ત્યાં ફરતા રહેવાનું રાખ્યું હોય છે. ત્યારે કહો કે સંસારી જીવ એટલે શું? જગતની સ્થિર એવીય વસ્તુઓમાં પળે પળે વિઝિટ લેવા અસ્થિર પણે ભમનારો વેઠીયો! એજ ને? સંસાર એટલે સંસરણ, ભમવા-પણું. આવા સંસારને કાપતા ચાલીએ તો વિશ્વાસ લઈ શકીએ કે આપણો આત્મા પ્રગતિ સાધી રહ્યો છે. એ કાપતાં ચાલવું એટલે શું કરવાનું? એજ કે જડ પદાર્થોમાં ભમવાનું ઓછું કરવાનુ

હિસાબ ક્યાં રાખવાનો કાળાં કામોમાં કે ધોળાં?

મોહનો અધિકાર ઉઠે એટલે જીવ મોહને કહી દે કે 'તું જેમ ફાવે તે હુકમ કાઢી મારી પાસે કાળાં કામ કરાવવા માગે, પણ

હવે એ કરવાનો મને મોખ નથી આજ સુધી ધોળા-ઉજળા કામમાં હિસાબ રાખતો હતો, ને કાળા કામ બેહિસાબ કરતો હતો પણ હવે ઉજળા કાર્ય કરવામાં હિસાબ નહિ ગણુ, અને કાળા કરવામાં અનસ્ય સંકોચ રાખીશ ' મોહનો અધિકાર ઉઠી જવાનો અર્થ શું છે? એજ કે (૧) વધુ પડતા પાપકાર્ય કરવાની વેલછા મટે, (૨) નિર્ભયપણે પાપ કરવાનુ અટકે, (૩) પાપકરણીથી છૂટવાની સદા ઝંખના રહે મોહનો અધિકાર આત્માપર વર્ચસ્વ જમાવી બેઠો હોય છે, એટલે ધાર્યા કાળા કામ કરાવે કે પાછો એ પાપકાર્યો નિર્ભયપણે કરાવે છે ' ભોગની વાત હોય તો કઈ હિસાબ નહિ, ને ત્યાગની વાત હોય તો ગણત્રી કરવાની, કેમ? રખે વધી ન જાય ! ! આજનો દેશકાળ કેવો? સયોગ અને પરિસ્થિતિ કેવી? ધર્મની સાધના સારી કરાવે એવી, કે નરસી કરાવે તેવી? પાપ ઓછા કરાવે તેની, કે વધુ કરાવે તેની? પૂર્વે જરૂરી એવા પણ પાપપર કાપ મૂકાતો આજે બિનજરૂરી એવાય પાપો વધારે કરાય છે! ત્યા કુમારપાળ, શાલિભદ્ર વગેરે આરાધક પુરુષો સાચા રૂપમા શે યાદ આવે?

વિકારો ત્યાગધર્મથી જ મટે —આપણે અઢાર દેશના માલિક તરીકે જૈન શાસનની મોટી પ્રભાવના કરનાર કુમારપાળ ન બની શકીએ, પણ પાચ વિગઈના ત્યાગવાળા કુમારપાળ બની શકીએ કે નહિ? કદિ મહાન ત્યાગી શાલિભદ્ર ન બની શકીએ પણ પ્રભુના અને ગુરુના જ ભક્ત શાલિભદ્ર ન બનાય? કહે કે વિગઈના ત્યાગથી શુ બહુ લાભ' પણ કહેનારને ખબર નથી કે વિગઈઓથી વિકાર જાગે છે વિકારો અનેક પાપ કરાવે છે, ઇન્દ્રિયોની ગુલામી કરાવે છે ત્યાગ અને તપસ્યા એ વિકારોને શાત કરવા માટે છે સામાન્ય રીતે, ભરેલા પેટે જે વિકારો જાગે, તે ઉપવાસમા ન જાગે, જે એક ઉપવાસમા જાગે તે બે ઉપવાસમા ન જાગે, અને જે

બેમાં જાગે તે ત્રણમાં ન જાગે. ઉપવાસ કરવાથી કાયાનું જોર ઘટ્યું. એટલે વિકારનું જોર નરમ. આમ હિન્દુથી દૃષ્ટિએ જરૂરી ગણાતા રસ સેવનના પાપમાંય સમ્રાટ રાજા કુમારપાળ મોટો કાપ મૂકતા! આજે બિનજરૂરી રસ સેવન વધી ગયાં! કોને? માત્ર સમ્રાટને નહિ, સામાન્ય માણસનેય!! વાહ આજના યુગ!

ધિઠ્ઠો ન બનવા પ્રતિજ્ઞા સાથે શક્ય અમલ જરૂર કરો :— મહાપુરુષોની કોરી અનુમોદના કર્યા કરીએ અને કશું આદરવાનું જો નહિ હોય, તો ભય છે કે આત્મા ધિઠ્ઠો બની જાય. ભવાંતરના માટે આત્મા ધિઠ્ઠો ન બને, જિનેશ્વરદેવની વાણી માટે હૃદય કઠોર ન બને, તે માટે પણ ઇન્દ્રિયો ઉપર કાબુ મૂકવો જોઇએ. નહિતર નિરંકુશ ઇન્દ્રિયોથી ગમે તેમ વિલાસ કરતાં જઈએ અને ગમે તેટલી સંજ્ઞાઓ પાપતા જઇએ, પછી તો તપ-ત્યાગના બ્યુગલ ફૂંકતી જિનવાણી તરફ હૃદય શુષ્ક બની જાય. ઇન્દ્રિયો અને મનની વૃત્તિઓ પર અંકુશ મૂકવા સારા નિયમોની જાળમાં એને જકડી લેવાની જરૂર છે. પ્રતિજ્ઞા ધર્મનું મૂલ્ય સમજે નહિ ત્યાંસુધી, પ્રતિજ્ઞા આવે નહિ. પ્રતિજ્ઞા વિના આત્માનું ઓજસ વધે નહિ, પ્રતિજ્ઞા વિના પાપની વૃત્તિ મટે નહિ. મોહનો અધિકાર વર્તતો હોય એટલે પ્રતિજ્ઞાથી દૂર ભાગવાનું કરાય છે. પછી વિના પ્રતિજ્ઞાએ, એ કદાચ પાપ ન કરે; પણ તે કેટલા કાળ માટે નિષ્પાપ? કોઈ નિયમ નહિ, કેમકે પ્રતિજ્ઞા હોય તો ને? એ તો જરૂર પડ્યે નિઃસંકોચ પાપમાં પડવાનો. કહો જો જૈન માત્ર કેટલા સંયોગમાં રાત્રિભોજનથી દૂર? રાત્રિભોજન ન જ કરવાનુ, બોલો–આજના માટેય નિર્ણીત છે? જો હા, તો કહો પ્રતિજ્ઞા લેવામાં શું વાંધો? નાનોય સંકલ્પ કે નિર્ધાર જીવ જો કરી શકે કે હું રાત્રિભોજનના પાપથી દૂર, તો એનું મૂલ્ય કેટલું? જેટલા કાળ માટે પ્રતિજ્ઞા કરી તેટલો કાળ ધર્મ તિજોરીમાં સુરક્ષિત સંઘર્યો! પ્રતિજ્ઞાનું મહત્વ ઘણું ઊંચું છે.

**કર્મમાં પણ નિયત સંચાલન. સંક્રમ એટલે ?**:—કર્મની વિચિત્રતા કેવી? જીવની હાલતાં ચાલતાં અવગણના. અપમાન કરે એવી. એક કર્મને બીજાની શરમ ન પડે. આઠે કર્મની દિશા જુદી! એટલા માટે શાસ્ત્ર કહે છે કે આત્મામાં જ્યારે અધ્યવસાયોનું પરાવર્તન થાય છે, ત્યારે બંધાઈ ચુકેલા એક કર્મમાંથી કેટલાક દળીઆનું સંક્રમણ બંધાતા બીજા કર્મમાં થાય છે ખરૂં, પણ એ જાતભાઈમાં જ. સંક્રમણ એટલે એકરૂપતા. અશાતાનું શાતામાં ને શાતાનું અશાતામાં; ઉચ્ચ ગોત્રનું નીચ ગોત્રમાં, ને નીચ ગોત્રનું ઉચ્ચ ગોત્રમાં, એટલું જ; પરંતુ વિજાતીયમાં એટલે કે વેદનીયનું ગોત્રમાં કે ગોત્રનું આયુષ્યમાં, એમ સંક્રમણ નહિ. ત્યારે વળી આયુષ્યમાં તો એક ભવનું બીજામાંય સંક્રમિત ન થાય. નરકનું આયુષ્ય એક આત્મા બાંધવા મંડ્યો! સાતમીનું બાંધ્યું! પણ હવે પરિણામ પલટાયાં, તો ફેરવી શકે, પણ એમાં ને એમાં. એટલે? કાળની સ્થિતિ ઓછી કરી શકે, પણ તે નરકમાં ને નરકમાં. નરકનું તિર્યંચમાં ફેરવી શકે નહિ.

**ફળની આશંસા કરતાં શુદ્ધ ગુણાનુરાગથી થતી ભક્તિની ક્રિયા ઊંચી**—કૃષ્ણ મહારાજા સાધુઓને વંદન કરતા કેવી ભાવના ભાવે છે, 'અહો! આજનો કેટલો ઉત્તમ દિવસ મળ્યો કે આ મહાત્માઓનું દર્શન મળ્યું! લાવ, બધાને વંદન કરું! 'એમ કરી શુદ્ધ ગુણાનુરાગથી બધાને વંદન કર્યું. વંદનના એ ઉલ્લાસથી પ્રભુ પાસે આવ્યા. પછી કહે છે કે 'પ્રભુ! હવે તો હું થાક્યો!'

જગતદયાળુ નેમિનાથ સ્વામી કહે છે કે, 'કૃષ્ણ! તું થાક્યો નહિ, સાધુવંદનથી તો તેં થાક ઉતાર્યો! સાતમી નરકની ત્રીજી કરી નાંખી.'

'હે, હેં, ભગવંત! તો તો હું હવે ફરીથી વંદના કરૂં, તેથી આઠીની ત્રણેય નરક તૂટી જાય.'

'ના, હવે કાંઈ ન થાય'

બસ, ત્રીજી નરક નિશ્ચિત રહી ગઈ એ ભાવોલ્લાસ ગયા. હવે તો આગમમાં આવી હવે નિકાચિત એ ત્રીજી નરક ભોગવે જ છૂટકો કોને? ક્ષાયિક સમકિતીને કેમ? કર્મ વિચિત્ર છે

અનંતાનુબંધી કષાય એટલે? —શ્રેણિક મહારાજે ગર્ભિણી હરણીનો શિકાર કરીને કાળો કેર વર્તાવ્યો, નરકનું આયુષ્ય બાંધ્યું એ ત્યારે, કે જ્યારે પ્રભુ મળ્યા નહોતા પછી અનાથી મુનિ મળ્યા, પ્રભુ મળ્યા, અને શ્રેણિક ધર્મ પામ્યા, ક્ષાયિક સમકિત પામ્યા કેવી રીતે? શ્રદ્ધાના બળ ઉપર કર્મક્ષય કરનારી ખંડક્ષપક-શ્રેણી માંડી દર્શન સપ્તકનો અર્થાત્ અનંતાનુબંધીના ક્રોધ-માન-માયા-લોભ મોહનીય કર્મ, મિથ્યાત્વ-મિશ્ર-અને-સમકિત મોહનીય કર્મ, એ સાતનો ક્ષય કરનારી ધ્યાનધારા તે ખંડ ક્ષપક શ્રેણિ ખંડ એટલા માટે કે આયુષ્ય બાંધી દીધું હોવાથી આગળ ચારિત્ર મોહનીયનો ક્ષય કરવા તે ધારા ટકી નહિ આત્મા જે ક્રોધ-માન માયા ને લોભમાં અનાદિકાળથી રખડે છે, જે ક્રોધાદિ પાછા એને ઉપાદેય એટલે કે કરવા યોગ્ય લાગે છે, તે ઉગ્ર કોટિના કષાયો છે, તે અનંતાનુબંધી કહેવાય છે અનંત જે સંસાર, તેનો અનુબંધ કરાવનાર, એટલે કે સંસારની પરંપરા ચલાવનાર તે અનંતાનુબંધી કષાયો એની સાથે દર્શનમોહનીય ત્રણ-સમકિત મોહનીય, મિશ્ર મોહનીય, મિથ્યાત્વમોહનીય,-આ સાત પ્રકૃતિ આત્મામાં સત્તાગત હોય તે દર્શન સપ્તક કહેવાય આ સપ્તક ક્ષાયિક સમકિતની પ્રાપ્તિની આડે આવનારું છે શ્રેણિકે પ્રભુ પર અથાગ પ્રીતિથી એનો ક્ષય કર્યો

ખરાબ કર્મ ન બંધાઈ જાય એની જ ચિંતા કરો —વિચિત્ર અને જોરમાં કર્મોની ગુલામીમાં આત્મા જકડાયો છે કહો જો, તેની કાંઈ શરમ છે કોઈ બાકી ખેદ છે? ના હોય તો તો-

ચેન ન પડે. એ વિચિત્ર કર્મો આત્માને ગુલામ બનાવી કેવી કેવી વિટંબનામાં આત્માને નાખે છે, એના તરફ સરાસર અજ્ઞાન અને બેદરકારી હોવાથીજ નવા કર્મ બાંધવામાં સંકોચ નથી, ભય નથી, શરમ નથી. કાંઇ ચિંતા નથી! આપણે ચિંતામાં પડેલા ગણાવીએ છીએ ખરા, પણ એમાં કર્મની ચિંતામાં છીએ, એ વાત નથી આવતી! કેમ ખરૂં ને? કે ચિંતા વારે વારે થાય છે તે બંધાતા કર્મની? વિવેક આવે તો જરૂર લાગે કે કર્મના જેવી કોઈ ચિંતા કરવા જેવી નથી; અને થવી પણ ન જોઇએ. આત્માને જો શુભકર્મ અનુકૂળ હોય તો બીજી શું ચિંતા રહે? જેને કર્મ અનુકૂળ હોય, એવા પુણ્યશાળીની ચિંતા બીજાઓ કરે છે. પણ પાપનો ઉદય હોય એટલે એવી સ્થિતિમાં મૂકાય કે ઘરવાળાય એનું સાંભળે નહિ! ને આ ચિંતાબળ્યો એનું બોલવાનુ છોડે નહિ! જુઓ કેવું નાટક! કર્મ એવી આપણી ઠેકડી અને મશ્કરી કરે છે, એવી વિટંબનામાં ઉતારે છે, અને એવી વિચિત્ર સ્થિતિ ઉભી કરે છે, કે જેમાં આપણું કશું ચાલે નહિ!! હસતાં બજારમાં ગયો હોય, પણ પોક મૂકતો સાંજે ઘેર આવે. સવારે કહે કે "કુટુંબ તો સારૂં મળ્યું!" પણ સાંજે મોંકાણ માંડે કે 'આવાની સાથે કાં પાના પડ્યા!' અલ્યા પણ તું સવારે શું કહેતો હતો? તો કહેશે, "અરે! મૂકો વાત, એ તો એમને મેં ઓળખ્યા નહોતા." એક બાજુએ પૈસા મેળવવાના સારા કર્મનો ઉદય હોય, પણ એ સારા કર્મના પડોશી ભૂત કૌટુંબિક ક્લેશના કર્મને શરમ ન પડે! એ તો સાથે જ રહે!! વાહ કર્મ! તારા ખેલ! તારી ક્રૂરતા! ચિંતા કરો તો એક જ કરો કે અશુભ કર્મ ન બંધાઈ જાય.

કર્મથકી જીવની ભારે અવહેલના:—મનુષ્યપણાનું આયુષ્ય, ગતિ અને સારી ઇન્દ્રિયો, એ સારા કર્મના ઉદયે મળી. છતાં ઠરીને

જોઈએ તો દેખાય કે નરસા કર્મના ઉદય કેટલા ? અપરંપાર ! અનંત જોજન જોઈ શકવાની જ્ઞાનશક્તિ ધરનાર આત્માને માથા પાછળ શું છે, તેય દેખાતું નથી કારણ કાંઈ ? એ જ કે ઘોર જ્ઞાનાવરણીય કર્મનો ઉદય અનંત લાભ-લબ્ધિના યોગે સમસ્ત જગતની ઋદ્ધિ મેળવી શકે એના પણ આત્માને કર્મ એક ભિખારી તરીકેના બસે-પાંચસો રૂપિયાય એના હાથમાં સીધા ન ન આપવા દે આત્મા અનંત વીર્ય-શક્તિનો ધણી ગણાય છતાં ઘોર વીર્યાન્તરાયનો ઉદય તેને કેવો કેવો નિર્બળ કરે છે, એ ક્યાં અનુભવ બહાર છે ? એ અનંત લાભલબ્ધિ અને એ વીર્યલબ્ધિ એમ જ દટાઈ દબાઈ રહે, અને અહિં કર્મ સવારથી સાંજ સુધી તેલ કાઢે, પછી સાંજે થોડોક ચારો નીરે ! ! ધન્ય સંસાર !

<u>આત્માની લાયકાત મોટી છતાં સંસાર પરખાવે કેટલું</u> — આપણે એ વિચાર કરીએ કે 'આપણને મળી શકે કેટલું ? અનંત લાભશક્તિના હિસાબે સમસ્ત જગતભરનું ! પણ મજૂરી કરવા છતાંય કર્મ આપે કેટલું ? અતિ અતિ અલ્પ અને નગણ્ય આપે,' જો આવો પણ વિચાર સંસાર અંગે આવે, તો સંસાર પરથી મોહ ઉઠી જાય કેમકે આપણી લાયકાત મહાન, અને સંસાર પરખાવે અપમાનજનક !

<u>શુભકર્મની કૃપા</u> —પાછું આમ જોશો તો કર્મની મહાન શુભ શક્તિ દેખાશે જગતમાં મોટામાં મોટો દિલાવર માણસ આપી આપીને શું આપે ? 'લે આ છ ખંડનું સામ્રાજ્ય' જો એ ચક્રવર્તિ હોય તો ! અને ઇન્દ્ર ખુશી થાય તો કહે 'જા શાલિભદ્રને ત્યાં તો માત્ર તેત્રીસ પેટી, પણ તારે ઘેર નવસો નવાણું પેટીઓ ઉતરશે ? બસ એટલું જ ને ? કિંતુ એ ગમે તેટલા પણ મનુષ્યપણામાં આયુષ્ય વધારી આપે ? ઔદારિક શરીર બનાવનાવી શકે ? ના, ત્યારે હવે એ વિચારો કે શુભકર્મ શું આપે એ આપે <u>ભરવાડમાંથી શાલિભદ્રનું</u>

માનવ ખોળીયું ! એ મળે તો જ ચારિત્ર મળે. પછી શાલિભદ્રમાંથી અનુત્તરનું ખોળીયું ! કર્મ શું આપે ? જગતનો મોટામાં મોટો દિલાવર જેટલું ન આપી શકે, તેનાં કરતાં પુણ્યકર્મ કેઈગુણું આપી શકે !

કર્મનો જુલ્મ ! —પરંતુ કર્મની આ બધી શક્તિ પર ખુશ થવા જેવું નહિ. કેમકે કર્મ વિચિત્ર છે ! એ સદા તુષ્ટ રહે જ નહિ. પાછા તે તુષ્ટ પછી રુષ્ટ એવાં થાય કે હાડકા ભાંગી નાખે ! માટે એને તડકાવીએ કે 'રહેવા દે તારી લાલચ. અમારા આત્મામાં અનંતજ્ઞાન, અનંત સુખ, અનંત લાભલબ્ધિ, અને અનંત વીર્ય છે ! અનંત સ્થિરતા છે ! તું અમારી પાસે મજુરી કરાવી કરાવીને શું આપે ? નહિ જેવી સુખની વાનગી, તેય કૃત્રિમ અને અસ્થિર ! રૂપાળું શરીર સારું કરો તો પણ શરીર કેટલો કાળ સારું ? જરાક. તેય બહારથી. અંદરથી કેવું સારું ? કાંઇ જ નહિ. મહાગંદુ. મળ-મૂત્રના દ્વાર જો જરા ખુલ્લા પડી વહેતા થઈ જાય, તો જોઈ લ્યો દુર્ગંધ ! આવા શરીરને અજ્ઞાન જીવડો સારું ને સારું રાખવા તૈયાર થયો છે ! મજુરી ભારે કરવાની ને પરિણામે ઘાસ મલે ! 'ઘાસ જેવું ફળ લેવા માટે પહાડ ઉપાડવા જેવી મજૂરી મારે કરવી નથી', આટલો પણ વિવેક આવે તો કંઇક સંસારમાંથી પાછા હઠાય, અને આત્મશુદ્ધિની મહેનત કરાય.

કર્મનો કુમેળ ! :—જુઓ તો ખરા કે વિચિત્ર કર્મોના ઉદયથી જીવોમાં પરસ્પરની ઢંગધડા વગરની સ્થિતિ કેવી છે ! એક જણને લક્ષ્મીનું પુણ્ય છે, પણ સહી કરતાંય નથી આવડતી ! બીજાને સારી બુદ્ધિનું કે અતુલ બળનું પુણ્ય છે, પણ ધન મેળવવામાં શકોરાનું ય પુણ્ય નથી ! કોઇને મેળવવાનું પુણ્ય છે, પણ ભોગવવામાં કોદરીની ઘેંસ પર રહેવાનું છે ! તો કોઇને પકવાન્ન પચી શકે છે, કિન્તુ લાવે ક્યાંથી ? કોદરી પણ પુરી નથી મળતી. કોઇને કાન બહુ સબળા છે, પણ આંખની શક્તિ નથી. બીજાને આંખમાં તેજ

છે ત્યારે કાન બહેરા છે! આવુ બધુ જગતમા દેખાય છે કે નહિ? અરે! પોતાની જાતમા દેખાય કે નહિ? પોતાને જ શરીર સારુ મલ્યુ હોય પણ ચાલ ઉંટના જેવી! અથવા બીજી બાજુ ચાલ હાથીના જેવી મલી હોય, પણ બોલે ત્યારે અવાજ ઘોઘરો હોય! આ કેવા વિચિત્ર કર્મના ઉદય! તો કહો, આ સ્થિતિ પર સહેજે સહેજે શુ થાય, રાગ કે વૈરાગ્ય?

કર્મની ચિંતા કર —તીર્થંકરદેવના આત્મા પર પણ કર્મની ઢંગધડાવિનાની સ્થિતિ! શ્રી મહાવીર પ્રભુને ઇન્દ્ર હમણા સ્તુતિ-વદન કરીને જાય છે, ત્યા તો બીજી બાજુ કાનમા ગોવાળીયા ખીલા ઠોકી જાય છે! એક માત્ર શ્રી જિનેશ્વરદેવનુ શાસન એવુ છે, કે જે કર્મોની ઢગધડા વગરની સ્થિતિને વિસ્તારથી અને સૂક્ષ્મતાથી વાણવે છે, એ બતાવે છે કે કર્મો વિચિત્ર છે, અને એની વિચિત્ર અમર જગત પર ચાલે છે! અજ્ઞાનોને એની એ ખબર નથી પડતી, તેથી કર્મનો માર ખાવા છતા નવા કર્મને પગભર કરે છે! પરમાત્માના શાસનમાથી આવી કર્મોની વિચિત્રતાને જાણી એટલા બધા સાવધાન બનવુ જોઈએ કે પોતાના આત્માને કહી દઈએ કે, 'બધાની ચિંતા મા કરજે, પણ કર્મની ખાસ ચિંતા કરજે એના ઉદયમા મુઝાનો ના એ તારા જ બાધેલા છે માથે પડયુ સમાધિથી સહી લેજે પણ નવા નવા રાગદ્વેષ અને હિંસાદિના પાપસ્થાનક ખુશી થઈને સેવી નવા નવા કર્મ બાધવાનુ ન કરતો'

## કર્મનુ વિચિત્ર સામ્રાજ્ય

વિપાકોદય-પ્રદેશોદય —પ્રશ્ન—આત્મા કર્મને સર્વાંશે પરાધીન છે કે અંશે?

ઉત્તર —જૈન શાસન બતાવે છે કે કર્મનુ સર્વાંશે પણ ચાલે છે, ને અંશે પણ ચાલે છે! સર્વાંશે એ રીતે કે બાધેલ સર્વ કર્મ

પાર પડ્યા વગર આત્મા નિર્ભય ન બની શકે. કર્મ બાંધ્યા, એનો ભોગવીને કે કઠોર તપસ્યાથી નાશ ન કરીએ ત્યાં સુધી નિશ્ચિત ન રહી શકાય. કર્મને નાશ પામવા માટે વિપાકોદયથી જ કર્મ ભોગવવાં પડે એવું નહિ, પણ એ પ્રદેશોદયે ભોગવાઇનેય નાશ પામે. દા. ત. અહિં મનુષ્યગતિ વિપાક–ઉદયથી ભોગવાય છે, પણ નરકગતિ કે દેવગતિ પણ પ્રદેશોદયથી અહીં ભોગવાય છે. કેમકે એની સ્થિતિ પાકે એટલે એ ભોગવવામાં આવે જ. તો પછી મનુષ્યગતિનું શું થાય ? મનુષ્યગતિનો રસ ભોગવાય, અને પેલાં પ્રદેશ–ઉદયથી ભોગવાય. જે પ્રદેશોદયથી ભોગવાય, એનો રસ અનુભવમાં ન આવે. ભોગવાતાં રસનો અનુભવ ન થાય તે પ્રદેશ–ઉદય, અને અનુભવ થાય તે વિપાક–ઉદય. ત્યારે વિના ભોગે બાહ્ય અભ્યંતર તપથી કર્મ જે વિખરાઇ જાય તે નિર્જરા.

કર્મનું સંક્રમણ :—બંધાતા સારા કર્મમાં પૂર્વનાં નરસાં કર્મ કે બંધાતા નરસામાં સારાં કર્મ ભળી જાય તે સંક્રમણ. શેરડીનો રસ પીવા આપ્યો મોટો વાટકો ભરીને, પણ એમાં એક નાની ચમચી જો કરીયાતુ નાખ્યું, તો તે એમાં એવું મળી જાય કે આખો વાટકો પી જઇએ, પણ કોઈ ટીંપામાંય કરિયાતાની ખબર ન પડે. કેમકે એ શેરડીના રસ જેવું થઈ ગયું. તેમ બંધાતી શાતામાં અશાતા સંક્રમે, તે શાતાસ્વરૂપ થઈ જાય; એના ઉદયે શાતાનો અનુભવ આવે. જો પૂર્વે ઘોર અશાતાકર્મ બાંધ્યા હોય, પણ અત્યારે ઉત્કૃષ્ટ સદ્‌ભાવનામાં ચઢી શાતાકર્મ બાંધતા હોઇએ, તો તેમાં પૂર્વના અનેક અશાતાકર્મનું સંક્રમણ થાય, તે અશાતા કર્મ મટીને શાતાકર્મ થઈ જાય.

કર્મના ઉદય ૧. સનિમિત્તક. ૨. અનિમિત્તક :—કેટલાક કર્મો વિપાક ઉદયમાં ચાલુ હોય, પણ દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવ ફરી જતાં વિપાક ઉદય અટકી જાય; અને કેટલાકના વિપાક ઉદય ચાલુ ન હોય, તે અમુક દ્રવ્ય–ક્ષેત્ર–કાળ–ભાવનો સંયોગ મળતાં વિપાક

